ૐ નમઃ શિવાય.

# શિવ સ્તુતિ.

શિવભકતોના ઉપયોગ સારૂ સુધારા વધારા સાથે


બનાવનાર.

ભટ્ટ હરિલાલ મગનલાલ.

અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

શુકલ રવીશંકર ભાનુશંકર તથા પાઠક-
ચંદુલાલ ગણપતરામ.

અમદાવાદ.

અમદાવાદમાં ખેમાસાના ચકલે
ધી "નટવર" પ્રીન્ટિંગ પ્રેસમાં ભોગીલાલ નારણદાસ
બોડીવાળાએ છાપ્યું.

આવૃત્તિ બીજી. પ્રત ૧૦૦૧.

સને ૧૯૧૮. સંવત ૧૯૭૪.

કિંમત રૂા. ૦-૩-૦

ॐ नमः शिवाय:

# શિવ પ્રાર્થના.

## રાગ—બનજારો. ૧

શ્રી ગણુપતિને શારદાય, પ્રથમ નમું હું આપને પાય,
સદા શિવની સ્તુતિ કરૂં, તે પહેલા આપને સમરૂંરે;
માટે દાસને કરો સહાય. શ્રી ગણુપતિને શારદાય. ૧
ગજાનંદ છો શંભુ તન, સર્વે દેવોમાં પેહેલું પુજનરે;
એમ શાસ્ત્ર માંહે ગવાય. શ્રી૦ ૨
હે સરસ્વતી માતા મારી, મમ જીભ્યાએ કરો સ્વારીરે,
જેથી કાર્ય જલદીથી થાય. શ્રી૦ ૩

## રાગ કલ્યાણ. ૨

શ્રી ઉમાપતિ, આપ સુમતિ;
વિશ્વપાળ હો કૃપાળ, મહન તુજ ગતિ.
આપને શર્ણે સેવક આવી લાગે છે નીત પાય,
કષ્ટો સર્વે હરી કરીને સદા તે રેજો સહાય. શ્રી૦ ૧
કવિતા રૂપે સ્તુતિ કરૂં છું, માહારાજા શિવરાય,
ભુલ ચુક નિભાવી લેઇને, દેજો મુને ક્ષમાય. શ્રી૦ ૨
રંક હરિલાલ વંદન કરે છે, તમને વારંવાર,
પાપો મારાં માફ કરીને, ઉતારો ભવ પાર. શ્રી૦ ૩

## રાગ—માઢ. ૩

સેવું ગંગાના ધારી, ભક્તિ સારી, જે છે જગદાધાર. (ટેક.)
ગાઉં ગુણો હું ભારી, દીલમાં વિચારી, ભક્તિ સારી. જે છે. ૧
શિવજી કેરી પુજા બહુ રૂડી, કહ્યું શાસ્ત્રાનુસાર,
જે જન તેની પુજા નહિ કરશે, નહિ ઉતરે ભવ પાર;
વહુ સર્વ વિચારી, મનમાં ઉતારી, ભક્તિ સારી. જે છે. ૨
ભક્ત રાવણે સેવા બહુ કીધી, જેને મળ્યા વર અપાર,
રામ સરીખાએ કષ્ટી બહુ વેઠી, મારતાં લાગી અતી વાર;
દેખી રામાયણ ભારી, કરમાં ધારી, ભક્તિ સારી. જે છે. ૩
વળી બાણાસુરને બીજા જનો, જે પામ્યા છે વરો સાર,
તેમાંથી કેટલા સામે થયા પણ, પોતે ન કોપ્યા લગાર;
પેખ્યા ભોળા ભારી, ભસ્મ ધારી, ભક્તિ સારી. જે છે. ૪
દાસ હરિલાલ સ્તુતિ કરે છે, આપને વારંવાર,
મેહેર કરીને મુક્તિ આપો, ઉતારો ભવપાર,
જપુ વાઘંબર ધારી. મંગળ કારી, ભક્તિ સારી. જે છે. ૫

## રાગ—પ્યારા ભાઇ વધાવું રે. ૪

સાચા શિવજી જપુરે. (૨)
ચંદન વારી ફુલ ચડાવી મનમાં ધરૂં ધ્યાન.
સાચા શિવજી જપુ રે.
તમ પ્રતાપે ટળશે મારૂં ચિતડાનું અજ્ઞાન, આનંદ થાઉં રે (૨)
ચંદન વારી ફુલ ચડાવી મનમાં ધરૂં ધ્યાન;
સાચા શિવજી જપુરે.

## રાગ—ખંતેથી નમી તને અંત વિનવીએ. ૫

અંગેથી લળી તને ચિત્તે ચિંતવીએ.
મયાવાન, મયાવાન, મયાવાન, મયાવાન, સ્હાય સ્હાય સ્હાય સ્હાય;
ભક્તાધીન તમો સુર, શૈવી રાખો નહિ દૂર,
જપ તપે મશહુર, વર દેવે ભરપુર,
પાપ હણે છે જરૂર, ક્ષમા રહી તારે ઉર,
કરીને ક્રોધાવીનુર, બાળીયો કામી અસુર.
ચરણે અમે નમીએ તારે, સુખ આપે ને ઉદ્ધારે,
યમના દાસોને વિદારે, ચહીને ભવતાપોથી તારે—
સ્હાય સ્હાય સ્હાય સ્હાય.

## રાગ—નમુ પદ. ૬

કરૂં નમન ઉમયા પતિને (૨)
મંગળકારી નામ તમારૂં, જે જપેથી થાયે સારૂં;
ચિત્ત રાખી તમ નામ હું સદા રટું રે કરૂં.
સર્પ ધરાવી અંગ, શોભે અંબીકાજી સંગ, બાજે ડાકને ચંગ,
થાયે સુંદીર રંગ, ઓપે જટામેં ગંગ.
ભોળા શંભુ પ્રસન્ન થાઓ, ભવસાગરથી પાર ઉતારો;
ચિત્ત રાખી તમ નામ હું સદા રટું રે. કરૂં.

## રાગ—નાટકનો. ૭

ખંજન દ્રગ ગંજન દ્રશ પાહી શંકર.
સ્ફટીક ધવળ કાંતિ પુરીત (૨) જય દીગંબર ખંજન.
પતીત પુનિત જન્હુ સુતા, સહ જટા ધર, વિષધર વર નીલકંઠ,
ચંદ્ર શેખર; તવ પદ રજ લુબ્ધ સદા સકળ નિર્ઝર.

પાપો; કાપો; આપો, વિમળ મતિ; અચળ ગતિ;
અધિક રતિ; તવપદે હર. ખંજન ૧
પનંગ પતિ નગ દુહીતા કાન્ત સુંદર, ત્રંબક પશુ પ્રોય કૈલાશ કંદર,
શુલ પાણી ભર્ગ ભવાર્તી ભય હર,
ત્રાતા; નેતા, જેતા; બહુ નામી; સુખ ધામી; જય સ્વામી;
ભસ્મ પંજર. ખંજન. ૨

(ગુ. ના. કં.)

## રાગ—આ જગમાં સુખ. ૮

સંસાર સિંધુ ઉતરવાની ઇચ્છા હોય હે નર નારી.
ધાઇને ચાહીને નાહીને સાહીને પળ પળ રટો ગંગાધારી.
ગિરિજાપતિ છે કલ્યાણ કર્તા વળી ગણાય છે સુખકારી.
ખાળશે ઝાલશે ટાળશે બાળશે ત્રિવિધી તાપો દુઃખકારી.
શિવ જાપથી પાર ઉતારીયા નરસૈ રાવણ ભક્ત ભારી.
ધરીને કરીને વરીને તરીને પામ્યા મુક્તિ મંગળકારી.

## રાગ—અબ ચલેને. ૯

જન રટો (૨) સદા ત્રીપુરારી, તરવા ભવસાગર ભારી.
ધ્યાન ધરો (૨) ચિત્તે દીલ ધારી, તરવા ભવસાગર ભારી.
પાય પડો (૨) પુજા કરી સારી, તરવા ભવસાગર ભારી,
જાલંધર રાવણ અસુર જેણે રાખ્યા શિવજી ઉર.
જેથી પામ્યા વર ભરપુર, જપીને જાપ, રીઝવ્યા બાપ, ટાળવા પાપ
મોંગ્યા ગંગાધારી, તરવા ભવસાગર ભારી.
પીંગળા ગુણકા નારી, ચંડાળણી જાત નઠારી
જાને ગાયા ત્રીશુળ ધારી, વેઠીને જુખ, સહીને દુઃખ રહી સન્મુખ.

શિવ નામ ઉચ્ચારી, તરવા ભવસાગર ભારી.
શિવ પૂજા મંગળકારી, હરિ કહે શાસ્ત્ર વિચારી,
માટે શિવ પુજો નરનારી, રાખીને નેમ ધરીને પ્રેમ, થવાને ક્ષેમ,
સમરો ભસ્મ ધારી, તરવા ભવસાગર ભારી.

## રાગ—કરજોડી અમે નમીયે. ૧૦

હરનામ અમે જપીયે, જપીયે, જપીયે, હરનામ અમે જપીયે.
અહો ભોળનાથ, સુણો આ બીના; પ્રાર્થના કરીએ, વંદીએ. પુજીએ. હર.

## રાગ—નાટકનો. ૧૧

તમે તો શંકર સુખકર હો.
કરડમરૂધારી ત્રીશુળધારી. ગુરૂ પ્રભુ. માહા વિભુ.
શંભુ સ્વયંભુ સહાય થવા નીજ આપ દયા કરો. શંકર સુખ કર હો.

## રાગ—ઠુમરી. ૧૨

શિવ મુક્ત કરો શિવ મુક્ત કરો;
આ સંસાર દુઃખથી મુક્ત કરો. ટેક.
આરે જગતમાં નથી કોઇ મારૂં;
દયા આણી મમ દુઃખ હરો, શિવ.
માત પીતા છે સ્વારથ કેરાં;
નારી સગા ને પુત્ર વળી. શિવ.
પૈસાની લાલચે સર્વે બોલાવે;
તેથી દુઃખ જાણ્યું સંસાર મહી. શિવ.
તો પણ સંસાર લાગે છે પ્યારો.
માટે છોડાવો મને તેના થકી. શિવ.

હું રે અજ્ઞાની પામર જીવ છું;
દયા આણી કરો સદ્ ગતિ. શિવ.
દાસ હરિલાલ અર્જ કરે છે;
મમ મોક્ષ કરો કૈલાશ પતિ. શિવ.

## રાગ—લાવણી. ૧૩

જપુ જપુ સદા શિવ દેવા, જેના મળે જ્ઞાનના મેવારે. જપુ.
વિશ્વના કર્ત્તા આપને જાણું, શિવ હરનિશ કરૂં તમ સેવારે જપુ.
છો દુઃખ હર્ત્તા ને સુખ કર્ત્તા, ભકતો તારવાની છે તમને હેવારે જપુ.
આપ વિના જગતમાં કંઈ ન દેખુ, દયા કરો અખંડ ધર દેવારે જપુ.
સર્વે દેવોમાં આપ છો મોહોટા, તેથી કેહેવાયા શિવ માહાદેવારે જપુ.
તમારા નામનો મહિમા છે મોટો, સૌ ભક્તિ કરે મુક્તિ લેવારે. જપુ.
દાસ હરિલાલ વિનતી કરે છે, શિવ દયા કરો આપપાસ રેહેવારે. જપુ.

## રાગ—નાથ કેસે ગજકો. ૧૪

શિવ નામ છે ભાઇ કલ્યાણકારી, જેના જાપથી ટળે દુઃખભારી. શિવ.
નરસૈ મેહેતે શિવજી જપ્યા, જેથી મળ્યા છે મોરારી;
વળી અરજુનને રાવણે પણ, પુજ્યા છે ત્રીપુરારી. શિવ.
શિવનું નામ છે મોક્ષ દાતા, કેહે છે વેદ પુકારી;
સર્વ શાસ્ત્રને પુરાણ જોતાં, શિવ છે મંગળ કારી. શિવ.
સદ્દગતિનું સાધન શિવ છે, માટે જાપ કરો નરનારી;
દાસ હરિલાલ સિવ શિવ ભજે, મળવા મુક્તિ સારી. શિવ.

## રાગ નિરબળ શત્રુ. ૧૫

નિરાકાર નિરંજન ઇશ્વર મહિમા આપનો ધારીને;

બ્રહ્મા વિષ્ણુ ધ્યાન ધરે છે શિવ શબ્દ ઉચારીને.
તેથી જનો સૌ ચિત્તે ધરો શિવજીનું ધ્યાન; (૨)
શિવરે ભજ્યાથી મળે રૂડા ખાન પાન; (૨)
દાસ હરિ શિવ રટે લેવા શુભજ્ઞાન. (૨) નિરાકાર.

## રાગ—તુને સાહુબાસ. ૧૬

શંભુ સ્તુતિ કરે નાશે દાસ, આવી તેરી પાસ, તેરી પાસ તેરી પાસ. શંભુ.
દેહ છે મારી નાશ, તેમ હું ધારા આશ, મંગળ છે રૂપજ તારૂં;
નિચો વળી શિર નામું, નામું નામું જુઓ મુજ સામુ, જેથી હું રે.
સુખજ સામું,
આધાર, દાતાર, માગું છું શુભ દ્વાર, તમ વાસ વાસ. શંભુ.

## રાગ—દેખીતારી વફાદારી.

રટો શિવનામ ભાઈ, હાંરે છે જગમાં તે મોક્ષદાઇ;
રે હાં રે હાં રે હાં રે હાં, રટો શિવનામ ભાઇ.
હાંરે તુમ દેખો લંકાધીશ, જેણે સેવ્યા ઇશ;
સમરપ્યા શિશ, થયો સુખદાઈ. રટો.
હાંરે શ્રોણીતપુરનો રાય, ગાયો મહિમાય;
થયા હર સ્હાય, યશ રહ્યો છાઇ. રટો.
હાંરે હરિ કહે સુણો યાર, શાસ્ત્ર તણો સાર;
માનો નિરધાર, જપો પ્રભુ ધાઇ. રટો.

## રાગ—પાયે પડું સહજાનંદ સ્વામી. ૧૮

નમું લળી શિવ ચર્ણ તમારે, છો વિશ્વતણા પ્રતીપાળ. ટેક.
આપને શર્ણે સેવક આવ્યો, તારો તમે તમ બાળ. નમું.

શંકર વિના નહીં કોઇ કોનું, માટે દયા કરો રે દયાળ. નમું.
સર્વ જગોએ આપછો વ્યાપક, વળી દીસોછો કૃપાળ. નમું.
શિવરાત્રીનું માહાત્મ જોતાં, નથી થયો અગનો કાળ. નમું.
વગર ભક્તિએ બીલી ચડયાથી, રીવઝયા છો દીનદયાળ. નમું.
પારધી કેરી ગતી સારી કીધી, આપી મુક્તિ ભૂપાળ. નમું.
દાસ હરિ શિવ શિવ રટે, છુટવા સંસાર જાળ. નમું.

## રાગ—નહી નહી ચિત્રાબિના. ૧૯

આપને પ્રત્યે પ્રીતિ લાગી, તન મનથી શિવ મારીરે;
ભલા તન મનથી શિવ મારીરે.
ભોળા શંભુ દયા કરીને, આપો મતિ મને સારીરે; ભલા આપો.
વારી ચંદન પુષ્પ ગ્રહીને, પુછું હું ગંગા ધારીરે. આપને.
બીલીપત્રનો મંત્ર ભણીને, ચડાવું બીલી જે પ્યારી;
ધુપ દીપ નૈવેદ ધરીને, આરતિ કરૂં હું સારીરે. આપને.
મુખવાસ ને શ્રીફળ મુકીને, પાયે પડું ત્રીપુરારીરે;
દાસ હરિ પર પ્રસન્ન થઇને, સદગતિ દો જટાધારીરે. આપને.

## રાગ. છોડદે લંગરવા. ૨૦

કરૂં પ્રાર્થના હું આજે, સદા શિવ બેલી રે;
સેવા તારી કરવા સારૂ, કામ દઉ મેલી રે. કરૂં.
શત્રુ કેરો નાશ કરી, દીલગીરી હરજે રે;
ઉમંગ આપીને મુને, સુખ સદા કરજે રે. કરૂં.
જે ઇચ્છા હું ધારૂં છું તે પુરી કરજો મારી રે;
સદા પાડ માની શિવ, સેવા ન તજું તમારી રે. કરૂં.

શિશ નામી તુજને કહું, ચિત્તથી હું એવું રે;
કષ્ટો સદા કાપી મારા, મોક્ષસુખ દેવું રે. કઇ.
દાસ હરિ સદા રટે, તમને વારંવાર રે;
શિવજી દયા કરીને ઉતારો ભવપાર રે. કઇ.

## રાગ—ગિરધારીરે વાત કહું તે વિચારો. ૨૧

ઓ શિવજીરે, અર્જ મારી દીલ ધારો, ભવ દુઃખથી પાર ઉતારો;
દેખી માયાનેરે, લાગ્યો સંસાર મને પ્યારો, માટે તેનાથી મને ઉગારો.

ઝુલ.

સંસારસિંધુ લાગ્યો મને સારોરે, મોહ વધ્યો ઘર પૈસાથી મારોરે
પુત્ર નારીએ કર્યો વધારોરે, તેથી મુજનેરે ભજવાનો ન મળ્યો વારો. ભવ.
આપ જુવોરે દાસ તણો જનમારો, કામ ક્રોધથી કર્યો ભારો,
તે ભારો રે કાઢી નાખો શિવ મારો, મમ દીલમાં કરો સુધારો.

ઝુલ.

શિવ મમ દુઃખો આપ વિચારો રે, માબાપ કહે પુત્ર મારો રે,
પૈસા આપું તો લાગું પ્યારો રે, ન આપું તો રે કહેશે મુજને નઠારો. ભવ.
તેથી જાણ્યો રે સંસાર સઘળો ખારો, શિવ બતાવો રસ્તો સારો,
તે રસ્તે રે ચાલે દાસ તમારો, જેથી મળે મોક્ષનો આરો.

ઝુલ.

આરો મોક્ષનો લાગે મુને પ્યારો રે, તે માગેછે દાસ તમારો રે
મારા મનમાંથી કાઢો કુધારો, હરિલાલની રે, અર્જ આપ પ્રભુધારો.
ભવ દુઃખથી પાર ઉતારો.

## રાગ—ચિત્તથી ધરી તને. ૨૨

પાયે પડી તુને અર્જ અમે કરીએ.

હર હર શિવ શિવ હર હર હર હર.
દુઃખ——કાપ——મોક્ષ——આપ.
જય જય ઉમાપતિ, ગહન છે તારી કૃતિ,
શિર શોભે ગંગા સતિ, કહેવાઓછો ભોળાપતિ,
વિધવા કીધી નારી રતિ, સર્વાંગે છે ભસ્મ અતિ,
કદી ન છોડાવ ભક્તિ, એટલી છે વિનંતી.
પાપ—— હરો——સુખ——કરો,
મનમાંહી દયા ભરો, હરિ તણા દુઃખ હરો, અર્જ આપ કાને ધરો.
દુઃખ——કાપ——મોક્ષ——આપ. પાયે પડી.

## રાગ—સાંભળુંશા બોલો. ૨૩

સાંભળો શિવ દાસની વાણી. (૨)
સંહાર કર્યો છે કામનો આપે,
જેથી જગતમાં મોહ ન વ્યાપે,
શિવ ભજનથી પ્રેમ જ છાપે,
આપે, વ્યાપે, છાપે, દાસની વાણી.

પ્રભુ આપની ચાહું સેવા,
મમ મન જાણું સારા મેવા,
તમને વંદે સર્વે દેવા,
સેવા, મેવા, દેવા. દાસની વાણી.

આવ્યો પ્રેમથી પૂજન કરવા,
દયા કરો શિવ પાપો હરવા,
ઇચ્છા રાખે હરિ મોક્ષ જ મળવા,
કરવા, હરવા, મળવા. દાસની વાણી.

## રાગ—બનજારો. ૨૪

સેવો સેવો તે ગંગા ધારી, જેની ભક્તિ દીઠી મેં સારી.
દેખો કૃષ્ણ અને અરજુન, જેનું શંકર પ્રત્યે મનરે;
વર આપ્યા હરે ભારી, સેવો સેવો તે ગંગાધારી.

ગાંડીવ ધનુષ કહેવાયે, નરને આપ્યું શિવરાયેરે;
સ્હાય થયા ત્રિપુરારી, સેવો સેવો તે ગંગાધારી.

કૃષ્ણે ચડાવ્યાં કમળફુલ, તેમાં એકની થઈ ભુલરે;
તેથી કાઢ્યું નેત્ર ધીર ધારી, સેવો સેવો તે ગંગાધારી.

ખરા ભક્ત દેવકી તંન, હર એમનાથી પ્રસંનરે;
વળી કર્યા છે ચક્રધારી, સેવો સેવો તે ગંઆધારી.

હરિ કહે શાસ્ત્ર વિચારી, શિવ જપો નર ને નારીરે;
થાય સુખને ગતિ સારી, શેવો સેવો તે ગંઆધારી.

## રાગ—કરું નમન. ૨૪

નમું પદે ગિરીજાપતિને (૨)
ચંદ્ર લલામ સદા પદ તારૂં એકજ શર્ણ અમારૂં,
પ્રેમ ધારી આપ દયાનિધિ સનમતિ દે. નમું.

ભસ્મ રચાવી અંગ, સોહે ઉમિયાજી સંગ, વાજે તાળ મ્રદંગ.
ગાજે સંગીત રંગ, ડોલે કંઠ ભુજંગ.

રૂમક ઝુમક ઘુમ ટાંડવ કરતા મતિ અખંડાનંદ,
પ્રેમ ધારી આપ દયાનિધિ સનમતિ દે. નમું.

( ગુ. ના. ઠં. )

## રાગ—બારમાસી. ૨૬

હરનિશ સેવું ચર્ણું તમારા, પ્રીતથી પાપ જ હરવાનેરે,
સ્હાય પ્રભુ તમો થાજો મુજને, દાસપણામાં કરવાનેરે. હર.
ભવસાગરથી ભય હું પામું, તેનાથી શિવ તારી લીયોરે,
આપ વિના નથી તારક બીજો, ભક્તિ મુજને શુદ્ધ દીયોરે. હર,
માત પિતા સુત ભગિની દારા, સૌ છે સ્વાર્થના બેલીરે,
તેનાથી મુજને પ્રેમજ વ્યાપ્યો, મતિ થઇ છે મમ ઘેલીરે. હર.
દાસ હરિ તણી અર્જ સ્વિકારો, મોક્ષ આપી શંભુ તારોરે,
શત્રુ થકી મારી રક્ષા કરજો, પાપના પુંજથી ઉગારોરે. હર.

## રાગ—દેશની ખમાચ. ૨૭

કરૂં અર્જ જોડી હાથ, દીલ ધરો મમ નાથ, છો દીન દયાળ;
ગિરીજા રે પતિ થાવા અખંડ ધર, દાસ પાપો હરો. કરૂં.
કરી મૈહેર અપાર, તાર્યાં નરો ને નાર, તેમ તારો આ બાળ;
કૈલાશપતિ છે દુઃખી સંસાર તેથી પાર કરો. કરૂં.
ધરૂં ધ્યાન કિરતાર, તમ ચરણુ આ વાર, તોડો સંસાર જાળ;
ઉમિયા રે પતિ દયા લાવી હરિપર, શિર હાથ ધરો. કરૂં.

## રાગ—સોરઠી ગઝલ. ૨૪

નથી શિવજી જેના મન વિષે, હો ધિઃકાર છે તે જનને;
રહે નહિ તે સુખમાં, વ્યર્થ ગુમાવે છે જન્મને. નથી.
લક્ષ ચોરાશી યોનિ ફરી ધર્યો છે મનુષ્યા દેહરે;
સંસાર કેરા સુખે કરી, શિવ જાપને દીધો છેહરે. નથી.
સદ્દગતિની ઇચ્છા કરો, તો નામ શિવનું ચિત્તે ધરો;
હરિ કહે શાસ્ત્રવચનથી, મોક્ષ પામીને ભવસિંધુ તરો. નથી.

## રાગ—ઐસા ધોખા દેને વાલે. ૨૯

શિવ હે સુખો દેને વાલે, અને મુક્તિ કરને વાલે. ટેક.
દુઃખ ભક્તકા સંહારને વાલે, કાળથી બચાવને વાલે;
જન્મ મર્ણું ટાળને વાલે, જાળથી છોડાવને વાલે. શિવ.
ઘણા ઘણા જનનું અઘ હરી, મન ભરી, અર્થ કરી,
વર આપે મેહેર ધરી, લાવે ન વિચાર જરી, નમે નમે સુરો નાથ,
જાણે સર્વે ભોળાનાથ, વિશ્વ બધું જોડી હાથ પાયે લાગે કૃપાનાથ.શિવ.

## રાગ—લાવણી. ૩૦

હે ભોળાનાથ [ ૨ ] તમે દયા કરો સૌ પર,
સર્વે પ્રાણીનું દુઃખ હરીને કાયા કરો અમર;
આપ દીસો છો [ ૨ ] સૃષ્ટી તણા પ્રતિપાળ,
પ્રાણી સુખને વાસ્તે તમે રચી છે રચના દયાળ.
પાંડુ તનની [ ૨ ] જે હતી ભક્તિ અપાર,
નરની લજા રાખવા આપ પ્રકટ થયા કિરતાર;
વળી વર આપી [ ૨ ] તાર્યો છે લંકા ધીશ,
હિરણ્યકશ્યપ ને બાણાસુર જે કેવાયા તમ શીષ.
હે સદાશિવ [ ૨ ] સંહાર્યો છે કામદેવ,
ભક્તોનું દુખ ટાળવા પ્રભુ દયા કરો મહાદેવ;
શિવ શિવ તણો [ ૨ ] જાપ છે મંગળકારી,
હરિલાલ તેને જપે ભવસિંધુ તરવા ભારી.

## રાગ—ગરબી. ૩૧

બાઇ આવી સુંદીર મનુષ્યા દેહ પામી, નામ શિવનું લ્યો,

સુંદીર તનમાં, સુંદીર મન છે, સુંદીર કર્ણું, સુંદીર સાધન છે,
તો પણ સુંદીર તત્વ ગ્રહે નહી, આત્મ ઘાતીક તે ભાઈ આવી. ૨૯

હરતાં ફરતાં રમતાં જમતાં, સ્વપતિને પ્રભુ જે ગણનારી,
નારીના ચિત્તમાં ચોંટી રહ્યા પ્રભુ, તે મનમાં અન્ય નહી રટનારી,
તેમ નિરંતર શિવ નામનો, જાપ જપી લ્યો. [૨] ભાઇ. ૧

લાખ ક્રિયા કદી લોભી કરે પણ દ્રવ્યથી વૃત્તિ નથી છુટનારી,
કામીનું ચિત્ત છે કામની અંદર, વૃત્તિ જણાએ તેની નઠારી,
તેમ નિરંતર શિવ નામનો, જાપ જપી લ્યો. [૨] ભાઇ. ૨

ખેલાડી ખેલ કરે દોર બાંધી, દોર માંહે એક ચિત્ત ચોંટાડી,
નૃત્યની રીત બેડાં શિરધારી, નૃત્ય કરે બેડાં ચિત્ત ચોંટાડી,
તેમ નિરંતર શિવ નામનો, જાપ જપી લ્યો. (૨) ભાઇ. ૩

અહો નિશ શિવ શિવ જપ્યા વિના, જન્મ મરણ નહિ મટનારૂં,
વેદ શ્રૃતિ એમ વાણી વદે, માટે દાસ હરિ કહે શિવ ઉર ધારૂં,
માટે નિરંતર શિવ નામનો, જાપ જપી લ્યો. (૨) ભાઇ. ૪

---

## આરતી.

### રાગ—ઇંગ્રેજીરાહ. ૩૨

જય શિવ જય શિવ, જય મંગળ કરતા,
મુકિતતણા મારગ શુભ, દાસના મન ભરતા. જય૦
વિશ્વપતિ વિશ્વેશ, નિશ્ચય મનજાણું,
કરતા—જગનો—હરતા—અઘનો,
જય—ગંગાધારી—સેવા—સારી,

જનને—પ્યારી—ચિંત્યે—ધારી,
શિવ—શિવ—ભક્ત—ભજના.
મુક્તિતણા મારગ શુભ, દાસના મન ભરતા. જય.

## ઉપદ્રવજા. ૩૩

પ્રણુમ્યપાદાબ્જ પવિત્ર શંભુ, અતુલ્ય જ્યોતિર્દિપતા સ્વયંભુ,
શ્રીપંચ વક્ત્રે અમી ઉભરાય, ૐ નમઃશિવાયેતિ નમઃશિવાય. ૧
લસેત્રિ નેત્રો દશ ભુજ ધારી, સ્ફટિક કાંતિ અતિ મોહકારી,
સ્વરૂપ શાન્તિઃ મય સુ સુહાય, ૐ નમઃશિવાયેતિ નમઃશિવાય. ૨
અનેક શોભે ભૂષણો સુદિવ્ય, લહીન એવી છબી રમ્ય ભવ્ય,
ત્રિલોક જેના ગુણ નિત્ય ગાય, ૐ નમઃશિવાયેતિ નમઃશિવાય. ૩
શ્રીકંઠને શ્રીપતિ છો શ્રીમાન, વિજ્ઞાન આનંદ તપોનિધાન,
અનાદિને અક્ષર જે ભણાય, ૐ નમઃશિવાયેતિ નમઃશિવાય. ૪
અચેતને ચેતન હેમલિંગિ, અલિંગિ વિચિત્ર અનેક લિંગિ.
કૃતિન સંપૂર્ણ કદી કળાય, ૐ મમઃ શિવાયેતિ નમઃશિવાય. ૫
નમું નમું શ્રીપુરૂષપુરાણી, નપાર પામે મન બુદ્ધિ વાણી,
પરમ્ ગુરૂશ્રી જય જોગીરાય, ૐ નમઃ ખિવાયેતિ નમઃ શિવાય. ૬
રહસ્ય શ્રુતિ સ્મૃતિનું અનુપ, પ્રણામુ નિત્યે પ્રણવ સ્વરૂપ,
વિરક્ત સાક્ષી સહુ વિશ્વમાંહ્ય, ૐ નમઃશિવાયોતિ નમઃશિવાય. ૭
અજ્ઞાન તીમીર મહી નીમગ્ન, સ્વભક્ત કેરા ભય સર્વ ભગ્ન,
કરો કૃપાળુ સુખદો સદાય, ૐ નમઃશિવાયેતિ નમઃશિવાય. ૮

અતુલ્ય છે નામતણી પ્રસાદી, લહે બીચારા ક્યમ શુન્યવાદી,
સ્વરૂપ ને જેથી ખરે પ્રમાય, ૐ નમઃશિવાયેતિ નમઃશિવાય. ૯
પાપો પ્રજાળી ચિત્ત શુદ્ધિ આપો, કર્મોતણા બંધન કોટિ કાપો,
સમસ્ત ક્લેશો ભવના હણાય, ૐ નમઃશિવાયેતિ નમઃશિવાય. ૧૦
સમરૂં સદા શિવ વિશુદ્ધ ભાવે, બીજું ન કાંઈ પછી કામ આવે,
ભિતિ ભુંડી તે જમની જીતાય, ૐ નમઃશિવાયેતિ નમઃશિવાય ૧૧
જપો જપો શ્રી પર બ્રહ્મ ઈશ, પાદાબ્જમાં મેલ્યું છે મુજશિશ,
જપો જપો નીખીલ વિશ્વરાય, ૐ નમઃશિવાયેતિ નમઃશિવાય. ૧૨



# अथ श्री एकलिंगाष्टक.

अगणित गुण सिंधु, पार्वती प्राणनाथं
स्फटिक सदृश देहं, भालचंद्रार्द्ध शालं ॥
करधृत जपमालं, कंठ नीलांक शोभं
गणपति जनिकारं, चैकलिंगाख्य मीडे ॥ १

અર્થ—ગણી શકાય નહિં એવા ગુણ સાગર, પાર્વતીના પ્રાણનાથ સ્ફાટિકમણી સરખાં ગૌર દેહવાળા લલાટમાં અર્ધ ચંદ્રકારે શોભતા હાથમાં જપ માળા ધારણ કરેલી કંઠમાં લીલા ચિન્હથી શોભતા ગણપતીને ઉત્પન્ન કરનાર એવા એકલિંગજીની સ્તુતિ કરૂં છું.

हरि चितवन जातैः, सेवि पादारविंदं
बलिसुत पुरपालं, भक्त वत्सल्य धारं ॥
सुरनर मुनि पुंजै, रीक्षित ध्यान मूर्त्ति
गणपति जनिकारं, चैकलिंगाख्य मीडे ॥ २

અર્થ—વનમાં ઉત્પન્ન થયેલા પુષ્પોથકી જેના ચરણારવિંદની સેવા થાય છે. બલિના પુત્ર બાણાસુરના નગરનું રક્ષણ કરનાર ભક્ત ઉપર અત્યંત પ્રેમ રાખનાર, દેવમુનિઓના સમુદાયે દ્રષ્ટિવડે ધ્યાન કરવાની મૂર્તિ, ગણપતિને ઉત્પન્ન કરતા એકલિંગજીની સ્તુતિ કરૂં છું.

अमित पतित तारं, दक्ष विध्वंसकारं
मुनिभय मपहारं, योगिध्ये याघ्रि युग्मं ॥
विधिवत नितकीर्त्ति, नाम संसार तारं
गणपति जनिकारं, चैकलिंगाख्य मीडे ॥ ३

**અર્થ**—પારવીનાના પાપીઓને તારનાર, દક્ષપ્રજાપતિના યજ્ઞનો ભંગ કરનાર, મુનિઓના ભયને હરનાર, યોગિયોએ ધ્યાન કરવા યોગ્ય છે, ચરણારવિંદ જેમના, બ્રહ્મદેવ જેમની નિત્ય કીર્તિ ગાયા કરે છે, જેમનું નામ સંસાર તારક છે, એવા ગણપતિને ઉત્પન્ન કરનાર એવા એકલિંગજીની સ્તુતિ કરૂં છું.

**दशमुख रिपु मित्रं, कालकालं करालं**

**प्रचुर बल मनोजा, पर्दितारं निमेषात् ॥**

**जगदवन समर्थं, व्याघ्रचर्मा दधारं**

**गणपति जनिकारं, चैकलिंगाख्य मीडे ॥ ४**

**અર્થ**—રાવણના શત્રુ રામચંદ્રજીના મિત્ર, કાળના કાળ વિકાળ મન થકી ઉત્પન્ન થયેલા, અત્યંત કામ ક્રોધાદિકને ક્ષણ માત્રમાં નાશ કરનાર જગતનું રક્ષણ કરનાર ને સમર્થ વ્યાઘ્રચર્મને ધારણ કરનાર, ગણપતિને ઉત્પન્ન કરનાર એવા એકલિંગજીની સ્તુતિ કરૂં છું.

**त्रिपुरभय विभित्ता, भूमि संत्राण दक्षं**

**नगवर हिप वक्षा, वाम भागे जुषाणं ॥**

**श्मशयन विहारं, प्रस्फुरं रुद्र मालं**

**गणपति जनिकारं, चैकलिंगाख्य मीडे ॥ ५**

**અર્થ**—ત્રણપુરને ભય આપનારા, ત્રિપુરાસુરનો નાશ કરનાર, પૃથ્વીનું રક્ષણ કરવાને દક્ષ, પર્વતોમાં શ્રેષ્ઠ હિમાલયથી ઉત્પન્ન થયેલાં પારવતીને પોતાની ડાબી બાજુએ બેસારનારા, સ્મશાનમાં આનંદ કરનાર, ઘણી શોભાયમાન રૂદ્રાક્ષની માળા ધારણ કરનાર, ગણપતિને ઉત્પન્ન કરનાર એકલિંગજીની સ્તુતિ કરૂં છું.

तरुवर वटमूले ज्ञानमुद्रोपविष्टं
सकल निगम लक्ष्यं, ब्रह्म संपादयंतं ॥
श्रवण मनन शौंडै, र्नारदाद्यै परीतं
गणपति जनिकारं, चैकलिंगाख्य मीडे ॥ ६

અર્થ—સર્વ ઝાડોમાં ઉત્તમ (એવા) વડના ઝાડના મૂળ આગળ જ્ઞાનમુદ્રાએ બેઠેલા, સઘળા વેદોમાં (વેદાંગમાં) લક્ષ રાખી બ્રહ્મતત્વ મેળવનારા, સાંભળવાને મનન કરવાને બુદ્ધિમાન નારદાદિક જેમની ચોતરફ બેઠા છે, એવા ગણપતિને ઉત્પન્ન કરનાર એકલિંગજીની સ્તુતિ કરૂં છું.

कपिकलुषहरीणा, शेष दोषांतकारी
सुरधनि धृतमौलिं, भक्त सेकाभिलाशं ॥
स्फुरित करणनागं भस्मनोभ्द्रासि देहं
गणपति जनिकारं, चैकलिंगाख्य मीडे ॥ ७

અર્થ—ગંગા મુકટમાં ધારણ કરી છે, ભક્તના અભિષેકનો જ અભિલાષ જેને તે, પ્રકાશમાન છે, કાનને વિષે નાગના આભુષણ જેને ભસ્મવડે કરીને શોભાયમાન છે અંગ જેમનું એવા ગણપતિને ઉત્પન્ન કરતા એકલિંગજીની સ્તુતિ કરૂં છું.

प्रसरति न हि यस्मिन्वाग्गतिः पंडितानां
यमानियमरतं वा, यं नमो नैव वेत्ति ॥
निजजनवशगत्वं, स्वल्प पूजोपयांतं
गणपति जनिकारं, चैकलिंगाख्य मीडे ॥ ८

અર્થ—જેમની સ્તુતિ કરવામાં પંડિતોની વાણી પણ પોહોચી શક્તી નથી. યમ અને નિયમ વડે કરીને તત્પર એવા જેમને નમસ્કાર કરે છે. જેના રૂપને જાણી શકાતું નથી. પોતાના ભક્તોને થોડી પુજાથી વશ થાય છે, એવા ગણપતિને ઉત્પન્ન કરનાર એકલિંગજીની સ્તુતિ કરૂં છું.

रुद्राष्टकं कृतमिदं हरतत्परेण
सांब प्रसन्न करणाय च वाग् विशुद्धयैः ॥
ये वैश्नवा शिवपरा, श्चपठंति नित्यं
ते यांति लोक ममलं, विरजं मनुष्याः ॥ ९

અર્થ—આ (એકલિંગ) નામનું) રૂદ્રાષ્ટક શંકરની સ્તુતિ તે વિશે તત્પર એવા પુરૂષે અંબિકા સહવર્તમાન શંકરને પ્રસન્ન કરવાને, અને વાણીની પવીત્રતા ને અર્થે કર્યું છે. જે વૈશ્નવો અથવા શિવ ભક્તો (આ એકલિંગાષ્ટક) નો નિત્ય પાઠ કરે છે, તે મનુષ્યો નિર્મળ, શોભાયમાન, એવા કૈલાશ લોકને વિષે જાય છે.

---

૩૫

અગણિત ગુણ સિંધુ, પાર્વતી પ્રાણનાથં,
સ્ફટિક સદૃશ દેહં, ભાલ ચંદ્રાર્દ્ધ શાલં;
કર ધ્રુત જપ માલં, કંઠ નીલાંક શોભં,
ગણપતિ જનિકારં, ચૈકલિંગાખ્ય મીડે. ૧
હરિ ચિત્તવન જાતૈઃ, સેવિ પાદારવિંદં,
બલિસુત પુર પાલં, ભક્ત વાત્સલ્ય ધારં;
સુરનર મુનિ પુંજે, રીક્ષિત ધ્યાનમૂર્તિં.

ગણુપતિ જનિકારં, ચૈકલિંગાખ્ય મીડે. ૨
અમિત પતિત તારં, દક્ષ વિધ્વંસ સકારં,
મુનિ ભય મપહારં, ગોગિધ્યેયાંધ્રિ યુગ્મં;
વિધિવિત નિત કીર્તિં, નામ સંસાર તારં,
ગણુપતિ જનિકારં, ચૈકલિંગાખ્ય મીડે, ૩
દશમુખ રિપુ મિત્રં, કાળકાળં કરાલં,
પ્રચુર બલ મનોજા, મર્દિતારં નિમેષાત્;
જગદવન સમર્થ, વ્યાઘ્ર ચર્મા દધાનં:
ગણુપતિ જનિકારં, ચૈકલિંગાખ્ય મીડે. ૪
ત્રિપુરભયવિભીતા, ભૂમિ સંત્રાણ દક્ષં,
નગવર હિમ વજ્જ્નં, વામ ભાગે જુષાણું,
શમ શયન વિહારં, પ્રસ્ફુરં દુષ્ઠ માલં,
ગણુપતિ જનિકારં, ચૈક લિંગાખ્ય મીડે. ૫
તરૂવરવટમૂલેજ્ઞાન મુદ્રોપવિષ્ટં,
સકલ નિગમ લક્ષ્યં, બ્રહ્મ સંપાદયંતં;
શ્રવણુ મનન શૌંડૈ નારદાદ્યૈઃ પરીતં,
ગણુપતિ જનિકારં, ચૈક લિંગાખ્ય મીડે.
કપિલ કલુષરીણુા, શેષ દોષાંત કારી,
સુરધનિધૃતમૌલિં, ભક્તસેકાભિલાષં;
સ્ફુરિત કરણુ નાગં, ભસ્મ નોદ્ભાસિ દેહ,
ગણુપતિ જનિકારં, ચૈક લિંગાખ્ય મીડે, ૭
પ્રસરતિ ન હિ યસ્મિન્, વાગ્ગતિઃ પંડિતાના,
યમ નિયમરતં વા, યં નમો નૈવ વેત્તિ;

નિજજનવશગત્વં, સ્વલ્પપૂજોપયાતં,
ગણપતિ જનિકારં, ચૈક લિંગાખ્ય મીડે.
રૂદ્રાષ્ટકં કૃત મિદં, હરતત્પરેણ,
સાંબપ્રસન્નકરણા, ય ચ વાગ વિશુદ્ધયે:
યે વૈશ્નવા: શિવપરા, શ્રપઠંતિ નિત્યં,
તેષાંતિ લોક મમલં, વિરજં મનુષ્યાઃ

---

## श्री इष्टस्तुति.

### સગ્ધરાવૃત્ત. ૩૬

આદ્યે અંતે અને છે સકળ જગતમાં, વ્યાપ્ત જે બ્રહ્મરૂપે:
ને જેની સૂક્રિયામાં રમણુજ કરતા, યોગિયો શુદ્ધ તત્વે.
જેની શક્તિ થકી આ ગંચળ અહગણો વિશ્વમાંહી વિકાસે,
એવા શ્રી એકલિંગે અભિનય કરૂં છું, જ્ઞાતિ વિસ્તારવાને.

( ૨ )

જેણે રાવગુને દીધું સુખ મહા, સેવા કરીરે યદા,
બાપાના બહુ પ્રેમ પૂજન થકી, પાળે અનુજો બધા;
વાંછા સેવકની પૂરે સકલ તો, ટાળીશ હું આપદા,
એવા શ્રી પ્રભુ એકલિંગ શિવજી, કલ્યાણ કરજો સદા.

(૩)

જેણે ધારી પવિત્ર પ્રેમ થકીજો, ભાગિરથી શિરે સદા,
ને ભાલેન્દુ સહિત ત્રિભુવનસમી, ત્રીજી સુઆક્ષી તદા;
જેની શક્તિ અમાપ શક્ર સરખા, યાચે વદીને વિભુ,
મેવાડા દ્વિજ સર્વ તેહ શરણે, રે એકલિંગિ પ્રભુ,

## ગીતિ.

(૩૬)

જય જય જય જગદીશ્વર. યાચુ મમ શિર ચરણુ વિષે સ્થાપી.
મેવાડા વિપ્રોને, ઉદ્ધારી ધ્યો રિધસિધ રહુ આપી.

---

### રાગ—યૌવન ખીલ્યું. ૩૭

આયુષ જાય છે, એકલિંગજીનું ધ્યાન ધરો,
જેથા મોક્ષ પામીને, સિંધુ સેજ તરો;
આત્મ રૂપને ધરો, સોહંપદને વરો. ૐ ૐ ૐ આયુષ, ટેક.
મનુષ્યાદેહી પામીને, શિવનામ જપો.
વળી નિત્યે કરો, શમ દમ તપો;
જેથી થાય નફો, શિવરૂપમાં ખપો. ૐ ૐ ૐ આયુષ; ૧
અહંવૃત્તિ ટાળીને, કરો હર શેવા,
તૃષ્ણા રાખો નહી તેનું ફળ લેવા;
જાય માયીક હેવા, પામો જ્ઞાન મેવા. ૐ ૐ ૐ આયુષ. ૨
સચ્ચિદાનંદ રૂપ, છે શિવ હરી,
વેદશ્રૃતિ વદે છે, પોકાર કરી;
સુણો લક્ષ ધરો, કહે રામ હરિ. ૐ ૐ ૐ આયુષ. ૩

## એકલિંગીની સ્તુતિ

### ગીતિ. ૩૮

અલ્પ મતિથી હું આ, સ્તુતિ કરૂ તે માન્ય કરી લેશો;
વિપ્ર ગુણી જન મનથી, એક લિંગીનું ધ્યાન સદા ધરશો.

## ગરબો.

રાગ—શું નટવર વસંત થેઇ થેઇ નાચી રહ્યો.

શું હરહર શિવશંકર સ્વર ગાજી રહ્યો.
ગાજી રહ્યો નભ ગજાવી રહ્યો. શું હરહર. ટેક.

### સાખી.

ત્રિલોચન ત્રિભુવનપતિ, ત્રિગુણાત્મક મહાદેવ;
ત્રિપુરારી ત્રિજન્મમર્મા, દુઃખ હર દે તુંજ શેવ;
પામવા પશુપતિની પૂર્ણ ભક્તિ પ્રેમથી,
નિશદીન ઇશ ગુણ ગાઇ રહો.
ગાઈ રહો ગુણ ગવાઈ રહો. શું હરહર.

### સાખી.

સુખ કર શ્રાવણ માસમા, ચંદ્ર વારો ચાર;
મહા મેદની મનુષ્યની, મળતી શિવ દરબાર,
એકલિંગીનું ધ્યાન, જે કોઈ ધરશેરે,
આ ભવથી ઉતરી પાર મુક્તિ મળશેરે.

### સાખી.

ઉત્તમ પદને પામવા, શિવજી કેરૂં ધ્યાન;
કરકર પ્રાણી કારમું, મળશે તુંજને જ્ઞાન.
પાપતણો પરીતાપ મટાડવા, ઉમાપતિ શર્ણ સૌ આવી રહો.
આવી રહો અવાવી રહો, શું હરહર શિવશંકર સ્વરગાજી રહ્યો.

રાગ—કલ્યાણ. ૩૯

શ્રી ભીમનાથ તમ, મહેર તો કરો;
વિનંતી દાસની, તો લક્ષમાં ધરો.

તમ સેવક પર દયા કરીને રાખો હમેશ પ્રીત;
રંક બાળક પર હેત રાખીને દર્શન દેજો નિત. શ્રી.
બ્યાન આપનું રંકે કર્યું સારી ધારી રીત;
હરિલાલ પર ક્ષમા લાવીને સારી રાખજો પ્રિત. શ્રી.

## ધંધુકા તાલુકામાં આવેલા શ્રી ભીમનાથજી મહાદેવનો ઉત્પતીનું બ્યાન.

### રાહ—દક્ષણી રાહની લાવણી. ૪૦

પુરાતને હતું અહી વન ભારીરે, પાંડુના તન,નિકળ્યા વન, સોસાયુમન,
કર્યું પુજન, સ્થાપના કરી સારીરે પુરાતને. ૧
ભીમશેનતો, પ્રથમ અહી આવ્યારે; બંધવકાજ, રાખવા લાજ,
ખોળ્યા મહારાજ, કર્યું છે કાજ; નરને દેવ બનાવ્યારે. પુરાત્તને. ૨
બ્રહ્માણગરને, અભયદાન દીધુંરે; વસાવ્યું ગામ, રાખ્યું છે નામ;
રચ્યું છે ધામ, જાણે તમામ; બાણ શોભે છે સારૂરે. પુરાતને. ૩
વૃક્ષ જાળનું, જોયું એક ભારીરે; દેવગીતામાંય, વિપ્રભરાય,
પુજન થાય, બીલી ચડાય; ઝરે છે ખાંડ સારીરે. પુરાતને. ૪

### રાગ—મેવાડો ૪૧

મેં જોયું દેવળ એકરે, ભીમનાથનું સારૂ, ભીમનાથનું સારૂ,
મેં જોયું દેવળ એકરે, ભીમનાથનું સારૂ,
ગયો દરશન કરવા માટે, પેઠો દ્વાર મોઝાર.
વચ્ચે ઘંટ લટકતો દીઠો. વગાડે નરનારરે. ભીમનાથ. ૧
ખર્ચતણો ત્યાં લેખ લખ્યો છે, આરસ કેરી માંહી;
કાચબ નંદી હસ્તી શોભે, બાવાજી રેહે છે આંહીરે. ભીમનાથ. ૨
હસ્તી આગળ જાળી શોભે, વળી તેરો સાર;
સામા શિવ શક્તિ દીઠાં, નમું વારંવારરે. ભીમનાથ. ૩

બીમ અરજુન ગણુપત કેરી, મુર્તી દીઠી સાર;
બીતો પર ચિત્રામણુ પેખ્યાં, ચીતર્યાં છે અપારરે. બીમનાથ. ૪
ચોક મેં તો નાહાનો જોયો, ઉત્તરમાં દ્વાર એક;
લોકોની અહી બીડ રહે છે, એટલા લઘુ છે છેકરે. બીમનાથ. ૫
ચોક માંહે સ્થંભ દીઠો, બહુ છે તેની ઉંચાઇ;
તેને ધજા શ્વેત બાંધી છે, દીઠી અતી લંબાઇરે. બીમનાથ. ૬
દેવળની દક્ષિણુ દીશાએ, જોઇ સીઢી એક;
ટાંકી જાળને ધાબુ જોતાં, ખર્ચનો નથી નેકરે. બીમનાથ. ૭
ધાબા વચ્ચે જાળી દીઠી, લોખંડ કેરી સાર;
નળીથી જાય પાણી ટાંકીનું, પડે શંકરપર ધારરે. બીમનાથ. ૮
પતાકાના સ્થંભ ફરતા, દીઠા અ કડીવા સાર;
પડે નહી તેને માટે, જડયા છે દશબારરે. બીમનાથ. ૯
સ્થંભમાં નાખ્યા છે પગથીઆ, જેથી ટોચે જવાય;
વળી લોઢાનો દાદર જોઇને, આવ્યો મંડપ માંયરે, બીમનાથ. ૧૦
ચોકને બાબાજ કેરૂ, બ્યાન લખ્યું છે આંહી;
શિવમંડપનું હવે લખુ છુ, બીજા રાગની માંહીરે. બીમનાથ. ૧૧
હરિલાલ ઉપર મેહેર કરોરે, ભોળાશંભુનાથ.
મમ ભુલચુક માફ કરીને, મુકો માથે હાથરે. બીમનાથ. ૧૨

રાગ—દીંડી. ૪૨

શિવ મંડપ જોયો મેં અતીશે સારો,
શોભા વર્ણવું હુ દીલ સૌ ધારો;
આરસ પહાણુ કેરો, ચોક લાગ્યો પ્યારો. શિવ મંડપ. ૧
હાંડી ગોળા ઝુમરૂખ દીસે સાર,
વળી જોઈ મેં દીપક કેરી હાર;

ચોગરદમ દીઠી તકતાની હાર. શિવ મંડપ. ૨

ઉમયા ગંગાકેરા ગોખ જોયા સારા,
રૂપા જડીત્ર દીસે છે બેઉ ન્યારાં;
છડીદાર જોયા લક્ષમણ પ્યારા. શિવ મંડપ. ૩

બીજી જોઇ પ્રતીમાઓ આરસ કેરી,
શંકર પર નથી શીખર બંધ ડેહેરી;
બાવાઓ રાખે મરદને અતી મેરી. શિવ મંડપ. ૪

દેશો દેશની માનતાઓ અહીં આવે,
સાથે રૂપીઆ શ્રીફળો ઘણું લાવે;
તેનું દુઃખ દાળીદ્ર ભીમનાથ મીટાવે. શિવ મંડપ. ૫

માહાપુજા થાય છે ઘણીજ રૂડી,
આરસપાહાણુ કેરી શંકરની કુંડી;
પાર્વતીજીને હાથે કનક ચુડી. શિવ મંડપ. ૬

આરતી વખતે રૂપા વાસણ જોયાં,
શિવ મોહોરૂં શણગાર અતી સોયાં:
આ વખત કેરાં દર્શનથી દુઃખ ખોયાં. શિવ મંડપ. ૭

રૂપા કેરી છડીઓ દીઠી સારી,
વળી જોગે રૂપા કેરો નાગ ભારી;
સર્વ શણગારથી જાઉં હું બલીહારી. શિવ મંડપ. ૮

પીતળ કેરી દીવીઓ જોઇ છે ચાર,
નેકી બોલતો દીઠો મેં છડીદાર,
ઓટા પર દીસે સ્થંભ દશબાર. શિવ મંડપ. ૯

આરસપાહાણ કેરા દીઠા હનુમાન,
ઘણા ભકતજનો ધરતા ધ્યાન,
શિવ ભજયાથકી મળે ખાંનપાંન. શિવ મંડપ. ૧૦

શંકર કેરા પૂજારી છે બે સારા,
તેમના કર્યા છે મહીનાના વારા;
તેમની પૂજા જોતાં લાગ્યા મને પ્યારા. શિવમંડપ. ૧૧
એક જગજીવન બીજો હીરાલાલ,
શંકર પૂજા થકી તે થયા છે ન્યાહાલ;
જાળ પાસ દીઠો ત્રાંબાકેરો વ્યાલ. શિવ મંડપ ૧૨
અહીં બાવો જોયો એક મેં સારો,
તે લાગે છે સહુને અતી પ્યારો;
અગ્નિ ખુણામાં અખંડ દીવો ન્યારો. શિવ મંડપ. ૧૩
બે બાજુ ચમર ઉડે છે સારા,
દી ઘંટ લટકે ખુણામાં ન્યારા;
વળી દીઠી રૂપા કેરી ઇછન ધારા. શિવ મંડપ. ૧૪
સૌ ચડાવે છે શિવને બીલીપત્ર,
શંભુ પર દીસે હેમ રૂપાના છત્ર,
પાદુકાઓ દીઠી રૂપા કેરી અત્ર. શિવ મંડપ. ૧૫
ગુલાબ જળ કેરી દીઠી ગુલાબદાની,
દીઠી અતર સહીત કાચ પેટી નાહાની;
ઉમયા કંઠે દીસે તુલશી સોનાની. શિવ મંડપ. ૧૬
વર્ણન કરતાં ન પામું હું પાર,
શોભા ગાઈ છે મેં શિવને આધાર;
સ્તુતિ કરે હરિલાલ વારંવાર. શિવ મંડપ, ૧૭

## રાગ—ધાનાશ્રી. ૪૩

મેહર કરો ભીમનાથ, ઓ ભોળા શંભુ, મેહર કરો ભીમનાથ.
તમે છો માતાને તમે છો પિતારે;
તમે છો વિશ્વાધાર. ઓ ભોળાશંભુ. ૧

આપની શોભા જોઇને હું રે;
બની ગયો તદાકાર. ઓ ભોળાશંભુ. ૨
કૈલાશપૂરી થઇ રહી છે રે;
શ્રાવણ માસની માંય. ઓ ભોળાશંભુ. ૩
શ્રાવણ માસમાં વિપ્રો આવે છેરે;
દેશો દેશના અપાર. ઓ ભોળાશંભુ. ૪
વિપ્રોરે આવી પૂજા કરે છે રે;
અભિષેકનો નહીં પાર. ઓ ભોળાશંભુ. ૫
ચંદ્ર વારે મહા પૂજન થાય છે રે;
જેની શોભા અપાર. ઓ ભોળાશંભુ. ૬
શ્રાવણ સુદી પૂર્ણી માયેરે;
બ્રાહ્મણ ઘણા ભરાય. ઓ ભોળાશંભુ. ૭
ઉપર ઘીના લાડુ દ્વીજને મળે છે રે;
જન દીઠ પા દક્ષણાય. ઓ ભોળાશંભુ. ૮
આવું બ્રહ્મ ભોજન જોયું નથી મેંરે;
કોઈ દેશની માંય. ઓ ભોળાશંભુ. ૯
શ્રાવણ વદી ચતુર્દશીશીરે;
મેળો ભારો ભરાય. ઓ ભોળાશંભુ. ૧૦
સદરહું મેળો વેરાઇ જાય છે રે;
ભાદરવા ત્રીજ માંય. ઓ ભોળાશંભુ. ૧૧
આ મેળાના બંદોબસ્ત સારૂરે.
આવે છે ઘણા અમલદાર. ઓ ભોળાશંભુ. ૧૨
મેળાનું વર્ણન શું કરૂં મુખથીરે;
લખતા ન આવે પાર. ઓ ભોળાશંભુ. ૧૩
માંમલતદારને ફોજદાર સાહેબનીરે;

ત્રણુ દીન કચેરી થાય. ઓ ભોળાશંભુ, ૧૪
સાયંકાળની આરતી વખતેરે;
લોક અતીસે ભરાય. ઓ ભોળાશંભુ. ૧૫
આરતી પુષ્પાંજળી થઇ રહ્યા કેડેરે;
શ્લોક ઘણુંરે ભણાય. ઓ ભોળાશંભુ. ૧૬
ત્યાર પછી સૌ વેરાઇ જાય છેરે;
હરિલાલ શોભા ગાય. ઓ ભોળાશંભુ. ૧૭
અહેમદાબાદનો હું વિપ્ર મેવાડોરે;
રહું સારંગપુર માંય. ઓ ભોળાશંભુ, ૧૮

## રાગ—માઢ. ૪૪

આવ્યો હું શર્ણે, નમું છું ચર્ણે, ભોળા ભીમનાથ. ટેક.
દીસો શ્યામ વર્ણે, વદયા અર્ણે, નમું છું ચર્ણે. ભો. ૧
ધંધુકા તાલુકે આપ બીરાજો, ભોળા શંભુ નાથ;
જગત ઉપાધી ટળવા માટે, નમન કરૂં જોડી હાથ.
વિપ્ર વર્ણે, રડી ધર્યું, નમું છું ચર્ણે. ભો૦ ૨
મહાભારતના ગ્રંથ વિષે, છે તમ ભક્તિ પ્રમાણ;
વળી શિવ પુરાણ દેખીને, દાસ હરિ થયો જાણ,
સુણી કર્ણે, ન જાઉં મર્ણે, નમું છું ચર્ણે, ભો૦ ૩

## રાગ—આશાગોડી. ૪૫

મહેર કરો ભીમનાથ, સેવકપર મહેર કરો ભીમનાથ.
આરે અવનીમાં નથી કોઇ મારૂં, ખબર લીજે ભોળાનાથ. સેવક૦
માત તાત ભ્રાત તમને હું જાણું, તમવિના નથી કોઈ નાથ. સેવક૦
અજ્ઞાન અતીશે છે દીલ માંહે, તે કાઢી નાંખો ઉમીયાનાથ. સેવક૦
જન્મ મરણના દુઃખો ટાળીને, મુક્તિ દીઓ દીનાનાથ. સેવક૦
ઉપલી અર્જ હરિલાલ કેરી, દીલમાં ધરો વિશ્વનાથ. સેવક૦

## રાગ—ગીતી. ૪૬

હે ઉમીયાના કંથ, સ્તુતિ કરે છે હરિલાલ આંહી;
દયા આણીને કરો. જ્ઞાન પ્રકાશ મારા દીલ માંહી.
ભીમનાથ મહાદેવ, કહેવાય છે લીલકાના વાશી.
જો સેવા કરીએ તો, દુઃખદાળિદ્ર જાય સરવે નાશી.
શિવ છે મોટા દેવ, જેણે પાન કર્યું છે સમુદ્રનું વીષ;
જટામાં શોભે ગંગા, પાસે છે બે નંદી ભૃંગી શીષ.
લલાટમાં ત્રીપુંડ, વામાંગે છે પાર્વતી નારી;
હાથે કંકણ શોભે, સરવાંગે છે ભસ્મ અતી સારી.

## રાગ—દયાળુદેવ. ૪૭

ભોળા ભીમદેવ, વસો દીલમાંય;
વારંવાર નમું છું, તમારે પાય.
તમે છો સ્વયંભૂ, અજન્મારે;
સ્તુતી કરૂં છું, મોક્ષ મળવારે.
અનાદી છો, તમે સ્વામી,
જાણ્યા તમને, મેં બહુ નામી.
તમે છો માત, વળી છો તાત;
દીસો છો જગતમાં સાક્ષાત.
દયા રાખાને આ શીવકપર;
સદા આપોને, અખંડીત ઘર.
નિધા રાખો, શિવજી સદા;
કૃપા કરીને, ટાળો આપદા.
અર્જ સુણોને, મારી દયાળ;
આપ વિના બધું છે વિકાળ.
મુકિત થકી, કરો મને ન્યાલ;
એટલું માગે છે, રંક હરિલાલ.

## રાગ—કલ્યાણની ગઝલ. ૪૮

ભીમશંકરને નમન કરીને સ્તુતિ કરૂં વારંવાર રે. ટેક૦
આરે જગતમાં જન્મ ધરીને, ફસાયો છું માયા માંહે રે. ભીમ૦
આપ વિના નથી કોઇ રે તારક, સેવક આવ્યો તમ દ્વારે રે. ભીમ૦
નારી ને લક્ષ્મી આદી જોઇને, ચિત્ત ન રહે આપ પાસ રે. ભીમ૦
કામ ને ક્રોધના વશ થઇને, કરીયો છે તમ જાપનાશ રે. ભીમ૦
શિવજાપથી જનોરે તરીયા, ભીમ ને અરજુન આદી રે. ભીમ૦
હરદમ શિવનું રટણ કર્યાથી, ટળે છે સંકટ વ્યાધી રે. ભીમ૦
દાસ હરિ આપ શર્ણે આવી, અર્જ કરે ભવ તરવા રે. ભીમ૦
દયા કરીને હાથ રે ઝાલો, ઉમયાપતિ સિદ્ધ કરવા રે, ભીમ૦

## રાગ—લાવણી. ૪૯

હર ભીમનાથ (૨) તમે નજર કરો મમપર,
ભવસિંધુથી ઉતારીને આપો અવિચળ ઘર;
હું જન્મ ધરી (૨) પડયો સંસારની માંહી,
પુત્ર નારીના ફંદમાં મેં ભજન કર્યું ન કાંઈ.
માયાના લોભે [૨] હું રખડું ગામોગામ,
સંસારીક સુખે કરી ન જપું શિવનું નામ;
કામ ક્રોધ થકી [૨] મેં કર્યાં જગતમાં પાપ;
તે સર્વે માફી કરીને સુમતિ દો મમ બાપ.
સંસાર વિષે [૨] ન મળે સુખ જરાય,
આપ જાપમાં સુખ છે હે કૈલાસ કેરા રાય;
મમ અર્જ સુણી [૨] તમે છોડાવો સંસાર જાળ,
હરિલાલ પર દયા કરીને મોક્ષ કરો રે દયાળ.

## શંકરનો થાળ. ૫૦

ઉઠોને શિવજી આરોગવા, નાહો નિર્મળ નીર;
પાકા તેલ સુગંધના, મર્દન કરી લ્યો શરીર. ૧
અંગુચ્છા ઉત્તમનાં, પીતાંબર સાર;
ભસ્મનું તિલક બનાવીએ, મુક્તાફળ હાર; ૨
ગંગાજળ લોટા ભર્યા, લાડકડા સાર;
સાકર પાણી સ્વાદનાં, પીઓ સર્વે આધાર. ૩
ફરાળ બહુ પ્રકારનાં નારંગી ને દ્રાક્ષ;
મીઠાં લીંબુ મધુપના, ગુલાબનો પાક. ૪
અખોડ બદામો ને એલચી, ફારસાં દાડમ દ્રાક્ષ;
આણી તે ખારેક ટોપરાં, ખજુરનો પાક, ૫
વળીયાળી ને દુધપાક, માંહી મોતીચુર;
પેંડા પતાસાં ને એલચી, ઘેબર ભરપુર. ૬
શેવ સુંવાળી ને ચુરમા લાવશી પંચદાળ;
મીઠા ભાત બનાવીયો, લેજો કામના કાળ. ૭
રાણુ ગોટા કાચલી, આછા આંબા ધોળી;
ઘી તાવ્યાં ગૌર ગાયનાં, માંહી પોળી ખોળી. ૮
ખીર ખાંડ વડા વેડમી, સદા પીરશી છે બહુ;
પાર ન જાણું પાકનાં, તમ પાસે શું ગાઉં. ૯
ઘુંટડા ભરો શિવ દુધના, લેઇ ચમચા હાથ;
શ્રીખંડ સરખી ભાતનાં, ચાખો વિશ્વના નાથ. ૧૦
અથાણાં ઉત્તમનાં, માંહી ઝાઝી છે રાઇ;
કેસી કેરાં ને કરમદાં, ખટમટ ખટાઇ; ૧૨

આંબા હળદર ને આંબલી, સર્ગવાની ફળીઓ;
કોડી ડોડા ને લીલવા, વળી ચોળાફળીઓ. ૧૨
આદુ કેળાં ને રીંગણાં. તેના કર્યા છે ભજીઆં.
સરવે વસ્તુ ધરાવી, છે, કશું નથી તજીઆં. ૧૩
આરીઆં રીંગણા મોગરી, જોડે લીલવા સાર;
કાચલી ચટણીઓ મુકી છે, કહેતાં નાવે પાર. ૧૪
પત્રશાક અતી પ્રેમનાં, માંહી પાપડ સુરણ;
ચણા દાળ ને કોચલાં, વળી સાથે પુરણ. ૧૫
મરી રે મીઠાં વાટી ભર્યા, સુંઠ સારીનો ભુકો;
જેને સ્વાદે જેમાં જોઇએ, તેમાં લેઇ મુકો ૧૬
મગ ચણા ને તુવરની છુટી કીધી છે દાળ;
કઢી ધરી છે વડી કેરી, જોડે સુંદીર વાલ;
મઠા માંહી સ્વાદના જીરારૂને રાઇ;
શિવજી બેઠા આરોગવા, ભક્તની ભક્તિ જોઈ. ૧૮
આચમન લેઇને ઉઠીઆ, સાથે સોપારી સાર;
પાન તે પાકાં માળવી, માંહી ખેરસાર. ૧૯
બરાસ લવિંગને એલચી. તે શું બીડીઓ કીધી;
જેને લીધે સદા શિવે, માગીને લીધી;
કાલા ઘેલા થઇ ગાય છે, થાળ દાસ તમારા;
કૃપા કરીને હરી લેજો, સરવે દુઃખો અમારાં. ૨૧

---

## ઉમીયાજીનો થાળ. ૫૨

આરોગો ઉમીયાજી મોરી માય, જમ જમ તારા સુખીઆ થાય. મા.
કનક કળશ ગંગાજળ ભરી, અંબાજી આગળ થાળજ ધરી. મા.

દ્રાક્ષ ચારોળી બદામો અખોડ, ખારસા લીંબુને કેળાં જોડ. મા.
શીંઘોડા સાકર શેલડી, ખડબુચા આંબા કાકડી. મા.
મગના લાડુને ઘેબર શાક, પેંડા ધારી ને દૂધપાક. મા.
ખારા તીખાંને તમતમા, આદુ લીંબુ ને માહી ધમ ધમા. મા.
શ્રીફળ આઈજી લીજીયે ભોગ, અનેક દુઃખડા કર્મ સંજોગ. મા.
ખીર ખાંડ ઘૃત પુરણુ કરી, આરોગો ગિરિજા ચિત્ત ધરી. મા.
કેસરી કરમજ મહી ફળ ફુલ, જીરારસ માજી જમીએ અનુકુળ. મા.
દૂધ કઢયાં લેઇ આગળ ધર્યાં, ઘુંટ ભરીને માયે આચમન કર્યાં. મા.
આરોગીને ઉઠયા મોરી માય, જુઠણુ સૌ જન માગી માગી ખાય. મા.
સિંહાસન ઉપર સુંદરી, બેઠા માત સખી પરવરી. મા.
બેહેકે બરાસે બીડી કરી, આનંદ ઉમીયા માએ મુખમાં ધરી. મા.
એકે આગળ ઢોળે વાય, એકૈ આગળ નૃત્ય જ થાય. મા.
વાગે પંચ શબ્દ નિશાન, ભેર ભુંગળ વાગે પરિવાન. મા.
સકળ મનોરથ પુરો મોરી માય, બેઉ કર જોડીને કહે તારો દાસ. મા.

---

## શંકરની આરતિ. ૫૨

ૐ જયદેવ જયદેવ, જય હરી હરા, જય હરી હરા;
ગંગાધર ગિરીજાધર (૨) ઇશ્વર ૐકારા, ૐ હરહરહર માહાદેવ. ૧
વૈકુંઠે વસે વિશ્વંભર, શિવજી કૈલાશે, હર શિવજી કૈલાશે.
હરિ કાળા હર ગોરા, (૨) એ બે એકાંતે. ૐ હરહરહર માહાદેવ ૨
વાઘંબર પીતાંબર, શિવ શામે પેર્યાં, હર શિવશામે પેર્યાં;
કમળનયન કેશવને, (૨) શિવને ત્રિનયના. ૐ હરહર. ૩

ચંદન ચઢે ત્રિકમને, ભવને ભસ્માંગે, હર ભવને ભસ્માંગે;
રામે હૃદયા રાખ્યાં, (૨) ઉમયા અર્ધાંગે. ૐ હરહર. ૪

કેવડો કેશવને, શિવને ધંતુરો, હર શિવને ધંતુરો;
તુળશીપત્ર ત્રિકમને, (૨) શિવને બીલીપત્ર. ૐ હરહર. ૫

કૌસ્તભમણી કેશવને, શિવને રૂંઢમાળા, હર શિવને રૂંઢમાળા;
માધવને મુક્તાફળ, (૨) શિવને સર્પ કાળા. ૐ હરહર. ૬

નંદીવાહન ખગવાહન, શિવચક્ર ત્રિશૂળધારી, હર શિવચક્ર ત્રિશૂળધારી;
ત્રીપુરારી મોરારી, (૨) હરિકમળા ધારી, ૐ હરહર. ૭

રામને ખાંધે ધનુષ, શિવ ખાંધે ઝોળી, હરશિવ ખાંધે ઝોળી;
રામને રીંછ વાંદર, (૨) શિવને ભૂત ટોળી. ૐ હરહર. ૮

લક્ષ્મીવર ઉમયાવર, શંકર શામળીયા, હર શંકર શામળીયા;
હરિહર નટવર સ્વામિ, (૨) એકાંતે મળીયા. ૐ હરહર. ૯

મોહનને મહાદેવ, જે કોઇ ગાશે, હર જે કોઈ ગાશે;
હરિ હરના ગુણ ગાતાં, (૨) હરિ ચર્ણે જાશે. ૐ હરહર. ૧૦

એ બે એક સ્વરૂપ, અંતર નવ ગણશો, હર અંતર નવ ગણશો;
ભોળા સુંદરને ભજતાં, (૨) ભવસાગર તરશો. ૐ હરહર. ૧૧

હરિ હરાની આરતિ, જે કોઇ ગાશે હર જે ભાવે ગાશે;
ભણે શિવાનંદ સ્વામિ, (૨) સુખસંપત થાશે, હર કૈલાશે જાશે.

ૐ હરહરહર માહાદેવ. ૧૨

---

## શંકરની આરતી બીજી. ૫૩

**ૐ જયદેવ જયદેવ, જય ત્રંબક રાજન, (૨)**

ગંગાધર ગીરજાધર (૧) શંકર શૂલ પાણીમ;
સદ્યોજાતં પ્રપદ્યામિ, સ્મર્ણું શ્રુતિમંત્રં, (૨)
શાંબં પંચા વક્ત્રં (૨) ચેતો મમ દૈવં;
સહજં સહજાનંદં, સકલં પરિપૂર્ણં,
સર્વં બ્રહ્માતિતં, (૨) શ્રૃતિભિઃ પ્રતિપાદ્યં. ૐ જય. ૧

વામદેવં વંદે, વિદેહી કૈવલ્યં, (૨)
સદ્યોજાતં સિદ્ધિં, (૨) જયેષ્ટ શ્રેષ્ટરત્નં,
વિભુતિ સુંદીર ચર્ચિત, શંભો સર્વાંગં, (૨)
નમામિ રૂદ્રોંકારં, (૨) તારક જગદીશં. ૐ જય. ૨

ભવે ભવે નાતી, ભવેતિ ત્રિનેત્રં, (૨)
ભવસ્વતેજો બુદ્ધિં, (૨) માતા જગદીશં;
અનાથનાથં વંદે, આત્મા જગદીશં, (૨)
મૃગધર પરશુહસ્તં, (૨) શિવ ચંદ્રં મૌલિં. ૐ જય. ૩

અઘોર ઘોરે ઘોરં, હય રૂદ્રોભીમં, (૨)
ભૂતં ભૂતા નાથં, (૨) ભુજંગ ફણિભૂપં;
કપર્દિ કૌમારિ, ભયકૃદ ભયનાશં, (૨)
સર્વં સર્વાધ્યક્ષં, (૨) ભક્તાનુંગ્રહનં. ૐ જય. ૪

તત્પુરૂષાયૈ વિદ્મય, તન્મય આનંદં, (૨)
માહાતેજો વ્યાપક, (૨) વ્યાપક સર્વજ્ઞં;
ત્રિગુણું ત્રિગુણાતીતં, તત્પર પરમેશં, (૨)
શંભો નાદં મોદં, (૨) પ્રણવં ૐકારં. ૐ જય. ૫

બ્રહ્માદિ પ્રત્યક્ષં, (૨) બ્રહ્મા પરમેશં;
સત્યં સત્યાનંદં, ચિન્મય સાકારં, (૨)
ચિદાનંદોહેતો, (૨) શિવ શિવ ૐકારં. ૐ જય. ૬

કલમં કનકં બિલ્વં, ડમરૂં સહપૂજ્યં, [૨)
માનવ ભવતિ મુક્તં, (૨) વ્રજેત કૈલાશં;
ઇત્યેવં શિવભક્તિં, ઇહલોકે કૃત્વા, (૨)
શિવસાયુજ્યં મુક્તિં, (૨) પરલોકે પ્રાપ્તિં. ૐ જય. ૭

---

## ઉમીયાજીની આરતિ. ૫૪

મા મોતીડે વધાવું ને મંગળ ગાઉમા, (૨)
મારી ઉમીયાજી માજીને વારણે જાઉં (૨) આરતિ કીજે અંબેમા;૧
મા તાળ મૃદંગ વેણાજંત્ર વાગે મા (૨) આ શોભા મારી માજીને છાજે,
આ શોભા ઉમીયા માજીને છાજે, આરતી કીજે અંબે મા. ૨
નૃત્ય કરેને ઉદ્દા ઉદ્દા ગાય મા (૨) ધોળોભટ્ટ બલિહારણે જાય;
સેવકજન બળી હારણે જાય, આરતિ કીજે અંબે મા. ૩

---

## ઉમીયાજીની આરતિ બીજી. ૫૫

જય ઉમાશક્તિ મા (૨) અખંડ બ્રહ્માંડ નિપાવ્યા, (૨)
પડવે પંચકમાં, જયો જયો મા જગદંબે.
દ્વિતીઆ બેય સ્વરૂપ, શિવ શક્તિ જાણું મા (૨)
બ્રહ્મા ગણપતિ ગાવે, (૨) હરગાવે હર મા. જયો જયો. ૨
ત્રતિયા ત્રણ સ્વરૂપ, ત્રિભુવનમાં બેઠા મા (૨)
ત્રયા થકી ત્રીવેણી (૨) તું ત્રિવેણી મા. જયો જયો. ૩

ચોથ ચતુરા માહાલક્ષ્મી, આઇ સચરાચર વાપ્યા મા (૨)
ચારભુજા ચોદશા, (૨) પ્રગટયાં દક્ષિણુમાં. જયો જયો. ૪
પંચમે પંચ ઋષિ, પંચમે ગુણુ પદમા મા (૨)
પંચતત્વ ત્યાં સોહીએ (૨) મા તું તત્વે મા, જયો જયો. ૫
ષષ્ઠે તું નારાયણી, મહિષાસૂર માર્યો મા (૨)
નર નારીન રૂપે (૨) વ્યાપ્યાં સર્વેમાં જયો જયો. ૬
સપ્તમે સપ્તપાતાળ, સાવિત્રી સંધ્યા મા (૨)
ગૌ ગંગા ગાયત્રી. (૨) ગૌરી ગીતા મા, જયો જયો. ૭
અષ્ટમે અષ્ટભૂજા, આઇ આણુંદા મા (૨)
સુરીનર મુનીવર જન્મ્યા, (૨) દેવ દત્તે મા. જયો જયો. ૮
નવમે નવકુળ નાગ, સેવે નવ દુર્ગા મા (૨)
નવરાત્રીના પુજન (૨) કીધાં છે બ્રહ્મા. જયો જયો. ૯
દશમે દશ અવતાર, જય વિજયા દશમી મા (૨)
રામે રામ રમાડયા (૨) રાવણુ રોળ્યો મા. જયો જયો. ૧૦
એકાદશી અગીઆરસ, કાત્યાયનિ કામા મા (૨)
કામક્ષી કાળીકા (૨) શામાને રામા. જયો જયો. ૧૧
બારશે બાળા રૂપ, બહુચરી અંબામા (૨)
બટુક ભૈરવ સોહે, (૨) તારા છે તુજમાં. જયો જયો. ૧૨
તેરશે તુળજા રૂપ તમતારૂણી માતા મા (૨)
બ્રહ્મા વિષ્ણુ માહેશ્વર (૨) ગુણુ તારા ગાતા. જયો જયો. ૧૩
ચૌદશે ચૌદે રૂપ, ચડી ચામુંડા મા [૨)
ભક્તિભાવ કાંઈ આપો (૨) સિંહવાહન માતા. જયો જયો. ૧૪
પુનમે ભરીગો કુંભ, સાંભળજો કરૂણામા (૨)
માર્કન્ડે વખાણ્યા (૨) ગાયે શું કવિતાય. જયો જયો. ૧૫

આઈ ત્રંબાવટી નગરી, મા રૂપાવટી નગરી (૨)
સોળ સહસ્ત્ર ત્યાં સોહે, (૨) ક્ષમા કરો ગૌરી. જયો જયો. ૧૬
સંવત સોળસેં સતાવન, બાવીસમાં સતાવન (૨)
સંવત સોળમાં પ્રગટ્યાં (૨) રેવાની તીરે. જયો જયો. ૧૭
આદ્ય શક્તિની આરતિ, જે કોઈ ગાશે મા (૨)
ભણે શિવાનંદ સ્વામી, (૨) સુખ સંપત થાશે જયો જયો. ૧૮

## પુષ્પાંજલી. ૫૬

જે દેવાસો દિવ્યેકા દશષ્થ પૃથિવ્યા મધ્યેકા દશસ્થ ॥ અપ્સુ-
ક્ષિતો મહિનૈકા દશસ્થતે દેવાસો જજ્ઞ મિમંજુ ષધ્વંમ્ ॥ ૧ ॥
અસ્મે રૂદ્રા મેહના પર્વતા સો વૃત્રહત્યે ભર હુતૌ સજોખાઃ ॥ જઃ સ
શુંસતે સ્તુવતેધાયિ પજ્ર ઇંદ્રજયેષ્ટા અસ્માં અવન્તુ દેવાઃ ॥ ૨ ॥

હરિ ૐ જજ્ઞેન જજ્ઞ મય જન્ત દેવા સ્તાનિ ધર્માણિ પ્રથમા-
ન્યાસંન્ ॥ તેહના કંમ હિ માનઃસચંત યત્ર પૂર્વે સાધ્યાઃ સંતિદેવાઃ
ૐ રાજાધિરાજાય પ્રસહ્ય સાહિને નમો વયં વૈ શ્રૃવણાય કુર્મહે સમે
કામાન્ કામ કામાય મહ્યં કામેશ્વરો વૈ શ્રૃવણો દધાતુ કુબેરાય વૈ
શ્રૃવણાય મહારાજાય નમઃ ૐ સ્વસ્તિ સામરાજ્યં ભોજ્યં સ્વરાજ્યં
વૈરાજ્યં પારમેષ્ટ્યં રાજ્યં મહારાજ્ય મહાધિપત્ય મયંસમન્ત પર્યા-
યૈસ્યાત્ સાર્વભૌમઃ સર્વાયુ સઃ આન્તાદા પરર્ધાત્ પૃથિવ્યૈ સમુદ્ર પર્યં-
તાયા એકરાડીતી તદપ્યે શષ્લોકો ભિગિતો મરૂતઃ પરિવેષ્ટારો મરૂતસ્યા
વસનગૃહે આવિક્ષિતસ્ય કામપ્રેર્વિશ્વેદેવા સભાસદ ઇતી ૐ વિશ્વતઃ ચક્ષુ
રૂત વિશ્વતો મુખો વિશ્વતો બાહુ રૂત વિશ્વ તસ્પાત્ ॥ સં બાહુભ્યાં
ધમતિ સંપ તત્રૈદ્યા વા ભૂમી જનયન્દેવ એકઃ ॥

———

# शिवषडक्षरस्तोत्रम् । ५७

श्री गणेशायनमः ॥ ॐकार बिन्दुसयुंक्त नित्यंध्यायंति योगिनः । कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥१॥ नमंति ऋषयो देवा नमंत्यप्सरसां गणाः । नरा नमंति देवेश नकाराय नमो नमः ॥ २ ॥ महादेव महात्मानं महाध्यानं परायणम् । महापापहरं देवं मकाराय नमो नमः ॥ ३ ॥ शिवं शांतं जगन्नाथं लोकानुग्रहकारकम् । शिवमेकपदं नित्यं शिकाराय नमो नमः ॥ ४ ॥ वाहनं वृषभो यस्य वासुकिः कंठभूषणम् । वामे शक्तिधरं देवं वकराय नमो नमः ॥ ५ ॥ यत्र यत्र स्थितो देवः सर्वव्यापी महेश्वरः । यो गुरुः सर्वदेवानां यकराय नमो नमः ॥ ६ ॥ षडक्षरमिदं स्तोत्रं यः पठेच्छिवसंनिधौ । शिवलोकमवाप्नोति शिवेन सह मोदते ॥७॥ इति श्रीरुद्रयामले उमामहेश्वरसंवादे शिवषडक्षरस्तोत्रं संपुर्णम् ॥

રાગ—ગરબીનો. ૫૮

આજ બંસી મોરી રાધાને ચોરા લઇરે;
મોરા કહ્યો ન માન્યો લે ગઇ બીજનાર. આજબંસી.

**સાખી.**

બંસી વાલે મોહના, ઓર બંસી કબ બજાય;
તોરી બંસી મોરે મન વસી, અમગર અજ્ઞાન સોહાય.

ગોપીયો દોને મુજકું, મોરી બંસી આજ તોરે;
મેં જાકે બજાવું ત્રઠ યમુના કે તીર.  આજ બંસી. ૧

### સાખી.

બંસી બાજી કાહનકી, ઓર ત્રઠ યમુના કે તીર;
સબ ગોપીયન કે મન બસી, અબજીયા ધરત નહી ધીર.
સખીયો ચલોને અપને જાવે યમુના તીર;
કેસી બજાવે બંસી, નંદજી કે કુમાર.  આજ બંસી. ૨

### સાખી.

ચલો સખી ત્યાં જાઇએ, જ્યાં ઠાડો બ્રીજ રાજ;
ગોરસ વેચન હર મીલે, એક પંથ દોનું કાજ.
સખીયો ચલોને અપને હોતે હેં દો કાજતોરે;
શ્રીકૃષ્ણ દર્શન સેં દળીદ્ર હોવે દુર.  આજ બંસી. ૩

### સાખી.

આમજડે મોતી પડે, ઓર બીજત નવસર હાર;
ચંપક વરણી રાધીકા સુંદરનંદ દુલાર.
શ્રીકૃષ્ણ રાધીકા ખેલત બ્રીજમાં રાસતોરે;
ગાવે કૃષ્ણ કૃપાસે કૃષ્ણતણો દાસ.  આજ બંસી. ૪

### રાહ—થયા છો રે પતિ તેજ પ્યારી. પદ

સખી જોને યમુનાની અંદર નટવર જળ ઝીલે,
શિરે કલગી છે નવરંગી. તન ત્રીભંગી અંનૂપ;
મુખ જોયું, મન મોહ્યું, ચિત્ત પ્રોયું, દુઃખ ખોયું;
સખી હરખ વધે નીરખી હરીવરને દેખવડા દીલે.  સખી. ૧
બંસી અધર ગ્રહી મરગાળે. કુંડળ ઝળકે કાન;
કર લટકે, મન અટકે, ચિત્ત ચટકે, ઊર ખટકે;

સખી રાગ સુનાવી અનુરાગ સખાને સ્નેહે તે જણુવીલે. સખી. ૨
પીતાંબર સુંદરવરે પેહેર્યું, ઝાંઝર પદ ઝણુકાર;
ધમધમકે, ઠમઠમકે, છમછમકે, ચમચમકે;
સખી ચપળ સકળાં અકળ ફરી ફરી ખેલ કરી ખીલે. સખી. ૩
નવીન છબી ખુબીદાર અતીસે, આવી વશી મુજ ઉર;
હરિનંદ, શિવાનંદ. સુખકંદ, દે આનંદ, પ્રભુ અશર્ણું;
શર્ણું હર્ણું મન કીધું જળ વિશે રસીલે. સખી. ૪

---

## રાગ—ભેરવી ૬૦

દીનાનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશોમાં;
હાથ મારો મૂકશોમાં, હાથ મારો મૂકશોમાં, દીનાનાથ.
આ મહા ભવસાગરે, ભગવાન હું ભૂલ્યો પડયો છું;
ચૌદ લોક નિવાસ ચપલા, કાંત આતક ચૂકશોમાં, દીનાનાથ. ૧
ઓથ ઇશ્વર આપની, સાધન વિશે સમજુ નહિં હું;
પ્રાણુ પાલક પોત જોઇ, શંખ આખર ફૂકશોમાં. દીનનાથ. ૨
માત તાત સગાં સહોદર, જે કહું તે આપ મારે;
હે કૃપા મૃતના સરોવર, દાસ સારૂં સૂકશોમાં. દીનાનાથ. ૩
શર્ણું તમ દાસનું છે, ચર્ણું હે હરી શ્રમ તારૂં;
અખીલ નાયક આ સમય, ખોટે મશે પણ ખૂટશોમાં. દીનાનાથ. ૪

## રાગ—ઉપરનો. ૬૧

લાજ લક્ષ્મી કાન્ત રાખો, આજ શું વધતું કહું હું;
આજ શું વધતું કહું હું, આંજ શું વધતું કહું હું. લાજ લક્ષ્મી.
લોભ લાલચ દોશ દીન દયાળ, શી રીતે કહું હું;
[illegible]મ કામ ક્રોધથી, રૂંધાઇને વચમાં રહું હું. લાજ લક્ષ્મી. ૧

જે પીડા પડે પ્રભોતે, શોક મોહ વડે વહું છું;
દુઃખ ભાર ભવાટ વીના શ્યામ શીરે સર્વે સહું છું. લાજ લક્ષ્મી. ૨
આથડયો ભવસાગરે, અજ્ઞાનમાં બેલી બહું છું;
બુદ્ધિ બળને ઇંદ્રિઓના, લાભ શી રીતે લહું છું. લાજ લક્ષ્મી. ૩
સર્વ સાધન રૂપ હરિ, ચર્ણું ચિત વિષે ચહું છું;
જન્મની જડ ગાંઠને, શુભ બોધથી જાતે જહું છું. લાજ લક્ષ્મી. ૪

## રાગ—ઉપરનો. ૬૨

મોરી શુદ્ધ લીજે રામા, મોરી શુદ્ધ લીજે;
દીનબંધુ દીનાનાથ મોરી શુદ્ધ લીજે. ટેક
જગતકો પ્રપંચ રામાઈ, અંધકાર નિરંતર રામા;
અંત્ર ભેદ છેદ મોકું, નિરંતર કીજે. દીનબંધુ. ૧
સોનેકા સોનૈયા નહી, રૂપેકા રૂપૈયા નહી;
એસો મેરે ઉપા નહી, તાત કછું દીજે. દીનબંધુ. ૨
મેં તો હું અણુજ મેરી, ભુજતો નહી કછું;
કહેત દાસ મોકું, ચરણુમાં લીજે. દીનબંધુ. ૩

## રાગ—ભેરવની ગઝલ. ૬૩

ત્યજ મનરે હરી વિમૂખ ન કોસંગ. (બે)
જાકે સંગે કુમત ઉપજે, પડત હેં ભજનમાં ભંગ. ત્યજ. ૧
કાગકું લેઇ કપુર ચુગાવો, શ્વાનનવાવતગંગ. ત્યજ. ૨
ખરકું લેઇ અર્ક લગાવો, મરકટ ભુષણુ અંગ. ત્યજ. ૩
સર્પ સિંહ કું દૂધ શેવો, તોયે વિષના ત્યજેરે ભુજંગ. ત્યજ. ૪
પ્રભુ દાસકી કારી કાંબરી, એને ચડત નહી દુજો રંગ. ત્યજ. ૫

### રાગ—ઉપરનો. ૬૪

રામ ભજન કર ભાઈ અબતો રામ ભજન કર ભાઇ;
રામ ભજન વિના વૃથા જાઇ, અબતો રામ ભજન કર ભ
બ્રહ્મા માહેશ્વર જાકા, ભજન કરત હેં;
શહસ્ત્ર મુખે, શેષ ગુણુ ગાઇ. અબતો. ૧
ઘડી ઘડીયાળ વાગે, પેરપેર શેહનાઇ;
અરે ચેત મૂર્ખ કાળ નિશાન બજાઇ. અબતો. ૨
મનુષાદેહી દૂર્લભ પાયો;
અવસર ચુકયો પસ્તાઇ. અબતો. ૩
કહેત પ્રભુદાસ પોકાર કરીકે;
દોનુ ભુજા ઉઠાઈ. અબતો. ૪

---

## જીવાત્માને બોધ.

### રાગ—વિમળા નવ કરશો ઉચ્ચાટ વેહેલા આવશું રે. ૬૫

પ્રભુના ભજન વીના બંધન તારૂં ટળવું નથીરે;
માનવ તન ખોયું તો તે પાછું મળવું નથીરે. પ્રભુના. ટેક
ધન જન યોવન કેરાં વનમાં, છટકી છંપાયો જો છલમાં;
તો બલમાં અજ્ઞાન કદી બલવું નથીરે. પ્રભુના. ૧
ધ્યાન સદા વિષયોનું ધરતા, દાન પુન્યનો પંથ વીસરતાં;
ખોટી ખટપટ કરતાં સુખ મળવું નથીરે. પ્રભુના. ૨
ભવસાગર તરવાનું બારૂં, હરિના શર્ણ થકી શું સારૂં;
મારૂં તારૂં પ્રાણ કશું પળવું નથીરે. પ્રભુના. ૩
કાળ ફરે છે નિશદીન માથે, જાગીને જો હીત છે હાથે;
હરિ હરિજન સાથે શું હળવું નથીરે- પ્રભુના. ૪

## ગરબી.

### રાગ—પુનમ ચાંદનીનો. ૬૬

આત્મ વિશ્વ પ્રકાશી પૂર્ણ છો પરમાત્મારે;
જેને નિગમ નિરંતર નેતિ નેતિ ગાય. આત્મ. ટેક

**સાખી.**

શા શા સાધન ચાલી રહ્યાં, એઉ શબ્દ પ્રકાશ;
એક અખંડિત બ્રહ્મ છો, તે પ્રભુ ક્યાંરે નિવાસ;
નિવાશી નિરંજન અંજનમાં આવે નહીરે;
અદ્વૈત અખંડિત વિશ્વમાં નીરધાર. આત્મ. ૧

**સાખી.**

અદ્વૈતે તું એક છે, દ્વૈત પણાનો કરનાશ;
દ્વૈતપણું જો નાશ થશે, તો પામીશ પદ અવિનાશ,
નેહ કર્મ વચને જુઓ સાચ્ચા બ્રહ્મનેરે,
એવા અજ અવિનાશી વિશ્વમાં વ્યાપી આપ. આત્મ ૨

**સાખી.**

નેહ લાગી નિશ્ચે થયું, ભાગી મનની ભ્રાંત;
જીવ મટીને શિવ થયો, એવા અલખ પુરૂષ વિખ્યાત;
એવા અલખ અનાદી સર્વેમાં શોભી રહ્યારે;
ગુરૂ જ્ઞાન વિના તો તેને ના ઓળખાય. આત્મ. ૩

**સાખી.**

નામ રૂપને ગુણથી ન્યારૂં, ચોથુ પદ અવિનાશ;
ચોથા પદનો ભેદ બતાવે, તેને કહીએ હરિનો દાસ.
સદ ગુરૂ જય કૃષ્ણે બ્રહ્મ સ્વરૂપ સમજાવીયુંરે;
જેથી નિશ્ચે કરીયો સચ્ચિદાનંદમાં વાસ, આત્મ, ૪

## તીલાનો ૬૭

નીપટ નિરંજન નાથ ન જાને,
મન કલ્પીત બહુ ઘાટ હી ઠાને,
સબ મીલી માનત બોહોત સયાને. ટેક,
આગી બનકી પખાજ બજાવત,
કીડી કીડી ઝામ કીડ કીડ ઝામે મસ્તાને, નીપટ, ૧
ખાંન પાંન રસ ભોગ મેં રાતે,
ધીકતામ ધીકતામ તેહી મૃદંગ બખાને, નીપટ ૨
આપ બજાવત આપન જાનત,
જે સચ્ચિાદાનંદ બ્રહ્મ નિરાને, નીપટ, ૩

### રાગ—ઉપરનો, ૬૮

ભલ કલ જુગમેં ભાંડ ભવૈયા,
પરમ હંસ બની બેઠત ભૈયા;
કુચ્છીત નરકું કેહેત કનૈયા, ભલ ટેક.
બ્રહ્મ વિદ્યા કી બાત ન જાનત;
ઢુમ ઝનનનન ઢુમ ઠનન વજૈયા, ભલ, ૧
તોતે જીમી પઢી કાગ કીનાઇ;
કીવી કીવી કીવી કીવી કીક કરૈયા, ભલ, ૨
દુના કંઠી ગલે બહુ ડારીકે;
પામર નરકે ધનહી હરૈયા, ભલ, ૩
મૃગ જીમી રાગ રસીક જન આગે;
નાદરદાની તુમરદાની તુદર ગવૈયા, ભલ, ૪
સચ્ચિદાનંદ બ્રહ્મસેં ઉલટીકે;
થનગન થનગન નાચત નચૈયા, ભલ, ૫

## રાગ—ઉપરનો ૬૯

ગોપીજન એ નાયકા બનાવે,
પુરૂષો તમહી જાર કર હીગાવે;
આનતાન કરી લોક રીઝાવે, ગોપી, ટેક,
મેંડક જીમી અજ્ઞાન કે કીચમેં;
ઝુમ ઝનનનન ઘુઘરાબજાવે; ગોપી, ૧
વ્યાપક નાથકી બાત ન બુઝહી;
કીડી કીડી તામ કાડકીડ તાલ ચલાવે ગોપી ૨
સચ્ચિદાનંદ બ્રહ્મસેં વિમુખસેં;
કૃષ્ણકી ભાંડ ભવાઇ મચાવે ગોપી ૩

## રાગ—ખંભાતી ૭૦

બેદકી અલોકીક બાંની તુ તો કાંહા જાને, (૨)
મનબુદ્ધિ આદી સબે જાનત ઉનસેં;
જ્ઞાતા હો સ્વરૂપ સો સો ક્યોં કર પ્રમાને, બેદ, ટેક
જ્ઞાનકી નજર પાવે જોઇ સદગુરૂસેં;
ચિદ્દ ધન વ્યાપક સોઈ નાથહી બખાને, બેદ, ૧
વિના દ્રષ્ટી પાયે બુદ્ધિ જારસેં જુધાવત;
સોઈ મંગ રંગ દેખી બનત દીવાને, બેદ, ૨
બુદ્ધિ લપટાની જોલો જોક ઘર જરમેં;
ત્યો લો સો દીવાને સંગ નાહી બોહોરાને, બેદ, ૩
બુઝે તો સચ્ચિદાનંદ બ્રહ્મ સોઇ શ્રૃતિભી;
બુઝે નતો સમ જડ મતિ લલચાને, બેદ, ૪

**સમાપ્ત.**

# શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧૧ | ઉતારીયા | ઉતરીયા |
| ૬ | ૧૮ | સિવ | શિવ |
| ૮ | ૧ | મ્રોડુ | મોહોડું |
| ૮ | ૪ | રીવઝ્યાં | રીઝ્યા |
| ૮ | ૧૦ | પુણ્ણું | પુનું |
| ૮ | ૧૧ | પ્યારી | પ્યારીરે |
| ૮ | ૧૯ | શત્રુ કેરો | શત્રુ કેરો |
| ૯ | ૯ | ક્યોં | ક્યોં |
| ૯ | ૧૦ | ક્યોં | ક્યોં |
| ૧૦ | ૧૨ | ક્યોં | ક્યોં |
| ૧૩ | ૫ | ધરી | કરી |
| ૧૫ | ૯ | ઉપેન્દ્રકા | ઉપેન્દ્રજા |
| ૧૫ | ૧૫ | ભિત્રાયેતિ | શિવાયેતિ |
| ૧૭ | ૧૦ | વત્સલ્ય | વાત્સલ્ય |
| ૧૮ | ૧૪ | મિતા | વિમિતા |
| ૧૮ | ૧૬ | [illegible] | [illegible] |
| ૧૯ | ૧૬ | કરતા | કરનાર |
| ૨૦ | ૭ | વૈષ્ણ | વૈષ્ણવા- |
| ૨૨ | ૪ | વિશુદ્ધચે | વિશુદ્ધચેઃ |
| ૨૨ | ૫ | વૈષ્ણવાઃ | વૈષ્ણવા |
| ૨૫ | ૨૪ | શામા | સામા |
| ૨૬ | ૨૧ | અંકડીયા | આંકડીયા |

# નિવેદન.



આ શિવ સ્તુતિ શ્રી એકલિંગી ઇષ્ટદેવની કૃપાથી બનાવવામાં આવી છે. આ પુસ્તકમાંના પરચુરણ પદોમાંથી ઘણા ખરા સદ્ગત સ્વામીજી પૂર્ણાનંદજી મહારાજ પાસેથી મળેલા તે તેમની યાદગીરી દાખલ છપાવવામાં આવ્યા છે.

**આ પુસ્તક મળવાનું ઠેકાણું.**

શુકલ—રવીશંકર ભાનુંશંકર—અહેમદાવાદ ખાડીયામાં પીપળાવાળી ખડકીમાં.

પાઠક—ચંદુલાલ ગણપતરામ—અહેમદાવાદ ઢાળની પોળમાં ફકીરા શેરીમાં.

શ્રી એકલિંગી માહાદેવના પૂજારી જોશી અંબાલાલ છગનલાલ અહેમદાવાદ સારંગપુરમાં દોકડીયાની પોળમાં.

---

આ ચોપડીમાં શુદ્ધ સુધારવાની તથા છાપવાની ભુલ વગેરે માલમ પડે તો સદ્ગૃહસ્થો સુધારી વાંચવા કૃપા કરશોજી.

---